# ભાવનગર પ્રજાપરિષદ

## ખાસ અધિવેશન

## ભાવનગર

: પ્રમુખ :

શ્રી બળવંતરાય ગો. મહેતા

નું

વ્યાખ્યાન

૫-૫-૪૬

## પ્રતિનિધિ ભાઇઓ તથા બહેનો

૧૯૩૯ના મે માસની ૧૪, ૧૫, ૧૬, તારીખે આપણા દેશ-નાયક સરદાર વલ્લભભાઇ પટેલના અધ્યક્ષપણા નીચે આપણે આ શહેરમાં મળ્યા, ત્યારપછી ઘણા ઘણા બનાવો બની ગયા. ૧૯૪૧માં દેશના કાર્યકરો વ્યક્તિગત સત્યાગ્રહ નિમિત્તે કારાવાસમાં રહ્યા. ૧૯૪૨ ના ઑગસ્ટથી ત્રણ વર્ષ સુધી દેશમાં દમનની ઝડીઓ વર્ષી અને દેશભક્તો સૌ જેલવાસી બન્યા. જગતમાં દારુણ યુદ્ધ ખેલાયું. મહારાજ્યો પડયાં અને ઊભાં થયાં. જર્મની, ઇટાલી તથા જપાનનાં સરમુખત્યારશાહી અને લશ્કરવાદનો અંત આવ્યો. અંગ્રેજી સામ્રાજ્યે બ્રહ્મદેશ, મલાયા તથા હોંગકોંગમાં કારમા કડાકા અનુભવ્યા. વિજ્ઞાને વિનાશની શોધો કરવામાં કમાલ કરી. વિમાનો, તોપો, ટેન્કો, રણગાડીઓ દેશદેશમાં, ખંડખંડમાં, આગ ફેલાવી રહ્યાં, મોત પાથરી રહ્યાં. અણુબોમ્બે જપાન ઉપર કેર વર્તાવ્યો. નિર્દોષ માનવીઓની કત્લેઆમ થઇ. નગરો તારાજ થયાં. ઇમારતો ખંડેર બની. માનવીઓ ભગ્ન અવશેષ સમા બન્યા. સંસ્કૃતિ ભાંગું ભાંગું થઇ. માનવજાત વિનાશને આરે પહોંચી. અમેરિકાની વિપુલ યુદ્ધ સામગ્રી, ઇંગ્લેન્ડની આફતવેળાની મરદાનગી, રશિયાએ રણજંગમાં આપેલી અતૂલ આહૂતિ આખરે વિજયી બન્યાં.

સ્વાધીનતા, પ્રજાતંત્ર, આત્મનિર્ણય, ચાર સ્વાતંત્ર્યો આદિ સૂત્રોનો શોરબકોર શમ્યો. આદર્શોનો અમલ કરવાની નેમ આવી. હિન્દુસ્થાનમાં, કોરિયામાં, ઇન્ડોનેશિયામાં, હિન્દી ચીનમાં, પેલેસ્ટાઇનમાં ઉત્તર આફ્રિકામાં વિજેતા મહાપ્રજાઓની સચ્ચાઇની આકરી કસોટી થઇ રહી છે. બળનો જય તો થયો છે. સત્યનો, ધર્મનો જય થાય છે કે કેમ તે જોવાનું રહે છે. જગત આજે ક્રાન્તિને ચકાવે ચડયું

છે. ભારત પણ મહાન પરિવર્તનને આરે ઊભું છે. મધ્યયુગના અવશેષો સમા રાજસ્થાનો પણ એ ક્રાન્તિની જ્વાલાનો સ્પર્શ પામ્યા વિના શી રીતે રહેવાનાં હતાં ?

**અંજલિ**

ભાવનગરે આ વર્ષો દરમ્યાન જાહેરજીવનના જનક સમા ગુલાબરાયભાઇને ગૂમાવ્યા, તેમના જ સાથી ધર્મનિષ્ઠ કુંવરજીભાઈ પણ ગયા, પરિષદની છાયારૂપ શાણા વ્યાપારી અગ્રણી મકનદાસ વળીયા ગયા. ભાવનગરમાં જાહેરજીવનનો પાયો ગુલાબરાયભાઇએ નાખ્યો. નવજુવાનોને પ્રેરણા એમણે પાઈ. ગુલાબરાયભાઇનું જીવન નવજુવાનોને દીવાદાંડી રૂપ છે. આ શહેરમાં એમનું યોગ્ય સ્મારક જોઇએ. એમના જીવનપ્રસંગો પ્રજાને પ્રેરણા લેવા માટે પ્રગટ થવા જોઇએ, એમની નોંધપોથીઓનો ભંડાર ખુલ્લો મૂકાવો જોઇએ.

આપણી આછેરી મૂડીમાં બીજો પણ ઘસારો આપણે સહેવો પડ્યો છે. પ્રો. વિઠ્ઠલરાય મહિપતરામ મહેતા, પ્રો. જહાંગીરજી ગંભીર, ગુણવંતરાય ગુલાબરાય દેસાઇ, હિમ્મતલાલ હરિલાલ નગરશેઠ એ સૌ જૂદે જૂદે સ્વરૂપે, જૂદા જૂદા ક્ષેત્રોમાં, ભાવનગરની શોભા વધારતા હતા. એમના જવાથી એટલા આપણે રંક થયા.

કવિવર ન્હાનાલાલભાઈના મૃત્યુથી આપણે એક સમર્થ મિત્ર ગૂમાવ્યો છે. આપણી પ્રથમ બેઠકમાં એમણે સંગીન સેવા આપેલી. ભાવનગરનાં ઇતિહાસ અને ભૂગોળ, ગોહેલકુળની યશગાથા, પ્રજાજીવનના મહાપ્રશ્નો એના તેઓશ્રી અનન્ય વેત્તા હતા. એમણે જીવનલીલા સકેલતાં પહેલાં ભાવનગરની પ્રજાને તેના ઇતિહાસના પ્રેરક પ્રસંગોનું રસપાન કરાવવા ધારેલું. સંયોગોએ તેમ થવા ન દીધું. પરંતુ, જીવનના અંતિમ દિવસોમાં એ વ્યાખ્યાનો લખી આપીને તેમણે આપણને અમૂલ્ય વારસો આપ્યો છે. આપણા જુવાનો એમાંથી પ્રેરણા પામશે એની મ્હને શંકા નથી. કવિ તો અમર થઇ ગયા. એમનો અક્ષરદેહ સદાકાળ એમનો યશ ગાયા કરશે.

## ધન્યવાદ

દેશમાં સ્વાધીનતાનો જે સંગ્રામ પૂ. મહાત્માજીની આગેવાની નીચે ચાલી રહ્યો છે તેમાં આપણી પ્રજાએ પણ સારો હિસ્સો આપ્યો છે. '૪૧ ની વ્યક્તિગત સત્યાગ્રહની લડતમાં આપણા કાર્યકરોએ ઉત્સાહભેર ભાગ લીધો હતો, અને પ્રજાપરિષદના ૧૦ અગ્રણી સેવકોએ કારાવાસ ભોગવ્યો હતો. '૪૨ ની લડતનું રણશિંગું ફૂંકાયું અને જનતા સત્યાગ્રહને યુદ્ધે ચડી. ત્યારે પણ આ રાજ્યની પ્રજાએ દેશભક્તિ અને સ્વાતંત્ર્યનો સાદ સાંભળ્યો, અને રાજ્યની પ્રજાએ યશસ્વી ભાગ ભજવ્યો. સત્યાગ્રહ કરતાં આમાં ૫૦૦ ભાઇઓ તથા ૧૦–૧૨ બ્હેનોની ધરપકડ થઈ; તેમાંથી ૫૪ ભાઇઓ અને ૨ બ્હેનોને વગર તપાસે જેલમાં રાખવામાં આવ્યા, અને આમાં ૧૧૧ ભાઇઓ તથા ૨ બ્હેનોને સજા કરવામાં આવી. જેલમાં રાજકીય કેદીઓ સાથે રાખવામાં આવવો જોઇએ તેવો વર્તાવ નહીં રાખવાના કારણે કેટલાક ભાઇઓને પાંચ દિવસ ઉપવાસ કરવાની ફરજ પડી. લોકઅપમાં નવજુવાનો ઉપર માર પડ્યો, શહેરીજનોના સરઘસ ઉપર લાઠીઓ વીંઝાઇ. રાજકુટુંબની મુલાકાતે જતી શહેરની શાન્ત નિર્દોષ બ્હેનો ઉપર લાઠીઓની ઝડી વર્ષી. કોઠાર આગળ શરુ થયેલો લાઠીમાર શાકપીઠ અને રાધનપુરી બજાર સુધી સ્વચ્છંદપણે આગળ વધ્યો. સભાબંધી અને સરઘસબંધી આવ્યાં. હિન્દ સંરક્ષણ ધારાનો આકરો અમલ થયો. દેશભકિત અને સ્વાતંત્ર્ય પ્રેમના બદલામાં આપણા નવજુવાનોને અને પીઢ કાર્યકરોને બબ્બે વર્ષની સખ્ત સજા તથા બબ્બે હજારનાં દંડ ફટકારવામાં આવ્યા. અદાલતને આવડો ભારે દંડ કરવાની સત્તા નથી એમ જણાતાં પાછળથી બે હજારને બદલે દંડની રકમ એક હજારની રાખવામાં આવી. સત્તાધીશો તરફથી સત્યાગ્રહીઓને આકરી સજા આપવાની માગણી કરવાની દરબારી વકીલને ભલામણ થઇ. જુવાનો પાસે માફી મગાવવા કુટુંબના વડીલો ઉપર દબાણ થયાં. દંડ વસૂલીમાં પણ સંતાનોના કહેવાતા દોષો માટે વડીલો દંડાયા. કુલ ૮૦૦૦૦) આશરે રૂપિયાની રકમનો દંડ ઝીંકીને લોકો ઉપર ધાક

બેસાડવા પ્રયત્ન થયેલો. પાછળથી એ રકમ ઘટાડીને રૂા. આશરે ૭૩૦૦૦) રૂા. ની કરાઈ. આમાંથી આશરે રૂા. ૧૭૦૦૦) ની રકમ વસૂલ કરવામાં આવી. દંડ ભરવાને નાખૂશ સત્યાગ્રહીઓનાં માલમિલ્કત જપ્ત થયાં. તેને પાણીને મૂલે લીલામ કરવામાં આવ્યાં બિરાદર અહમદઅલીભાઈની તથા આઝાદ ભંડારની મોટી કિમ્મતની મિલ્કત પાણીને મૂલ્યે વેચી નાખવામાં આવી એ આનું દૃષ્ટાંત છે. શહેર સુધરાઇના ૬ સભ્યોને રાજ્યે વગર તપાસે અટકાયતમાં લીધા અને અનિશ્ચિત મુદત માટે તેમને જેલમાં રાખ્યા. રાજ્યે શહેર સુધરાઇને મોકૂફ કરી તે જગ્યાએ એક સમિતિ નિમી. એ રીતે લગભગ વીશ વર્ષથી આ શહેરમાં ચાલતો સ્થાનિક સ્વરાજ્યનો કહેવાતો વહીવટ બંધ થયો. આજે સાડા ત્રણ વર્ષે પણ એ બંધ જ છે. નિમાયેલી સમિતિએ પણ રાજીનામાં આપી મુકિત મેળવી લીધી છે, એટલે આજે આ શહેરની સવા લાખની વસતિ ઉપર દરબારે નીમેલા એક અમલદારનું તંત્ર ચાલી રહ્યું છે.

ભાવનગર શહેર, કુંડલા, મહુવા, રાજુલા આદિ શહેરમાં ૧૯૪૨ ના વર્ષમાં દેશભકિત, ત્યાગ તથા બલિદાનના પ્રસંગો બન્યા તેથી આપણી પ્રતિષ્ઠા વધી છે, અને આપણી ભાવી પ્રજામાં ચૈતન્ય રેડાયું છે. દમનની સામે પ્રજાએ, ખાસ કરીને નવયુવકોએ, જે વીરતા દાખવી છે અને હસતે વદને બલિદાનો આપ્યાં છે તેથી આપણું પ્રજાકીય ગૌરવ વધ્યું છે. આપ સૌને તે બદલ હું ધન્યવાદ આપું છું.

**અનાજ સંકટ**

આપણે આજે અહિં મળી રહ્યા છીએ ત્યારે દેશમાં, અને ખાસ કરીને આપણા પ્રાંતમાં, અનાજનું ઘેરૂં સંકટ આપણી ઉપર ઝઝૂમી રહ્યું છે. જારબાજરાનો પાક નિષ્ફળ ગયો હોવાથી અને બહારનું અનાજ મેળવવું મુશ્કેલ બન્યું હોવાથી લોકોને દીવાળી ભેળા કરવા એ કામ ઘણું વિકટ થઈ પડયું છે. કાઠિયાવાડનો પ્રાંત કુદરતે એક થવા અને રહેવા સર્જ્યો છે, પણ માનવીએ તેના આજે અનેક ટૂકડા કરી નાખ્યા છે. એ અકુદરતી કૃત્રિમ રાજકીય વ્યવસ્થાએ જે અનેક

સંકટો પેદા કર્યાં છે, તેમાં આજનું અનાજ સંકટ એ સૌથી તાજું કારમું દૃષ્ટાંત છે. ઘઉંના કોઠાર સમો ભાલ પ્રદેશ જીલ્લાની હદમાં હોઇને તેનો આ પ્રાંતમાં સમાવેશ થતો નથી. મધ્ય કાઠિયાવાડનો ગાયકવાડી પ્રદેશ વડોદરા તાબે ગણાયાથી તેનો પણ પ્રાંતમાં સમાવેશ થતો નથી. અને પરિણામે એ માર્ગે પ્રાંતનો દાણો પગ કરી ગયો છે અને આપણને ભૂખમરા તરફ ધકેલવામાં આવ્યા છે. રાજ્યોએ પોતાના સીમાડાઓ બાંધી લીધા છે, અને એક બીજાની સામે વાડો ઊભી કરી છે, છતાં એક તંત્રને અભાવે ભાવફેરને કારણે સીમાડાઓ ઓળંગીને માલ ભાગી નીકળે છે અને સંકટને વિષમ બનાવે છે. નાનાં નાનાં રાજ્યો પાસે કડક નિયમન કરવાને કશાં સાધનો નથી. કાઠી. ફુડને નામે ઓળખાતી એજન્સીની વ્યવસ્થા એટલી શિથિલતાથી ચાલી રહી છે કે પ્રાંતમાં કાળાં બજારોના અડ્ડા જામ્યા છે, નફાખોરી હદ ઓળંગી ગઇ છે અને કેટલાક રાજ્યોએ પણ નાણાંની ભૂખે અનેક તદબીરો કરીને પ્રજાહિતનો દ્રોહ કર્યો છે, પોતાની તિજોરી ભરી લીધી છે અને પ્રજાના ભૂખમરા તરફ દુર્લક્ષ કર્યું છે.

આપણા રાજ્યમાં ચાર મોટા શહેરોમાં અનાજની માપબંધી ચાલે છે. તે પણ સંતોષકારક નથી. બાકીના ભાગમાં કંટ્રોલ ખાતા-દ્વારા યોજવામાં આવેલ નિયમનો વિગેરેનું નિરંકુશ રાજ્ય પ્રવર્તે છે. ઘણે મોટે ખર્ચે ચાલતી એ વ્યવસ્થા નીચે પ્રજાને શી મુસીબતો પડે છે તે આપ સૌ જાણો છો. જેમને ઘઉં ખાવાની ટેવ છે તેમને જુવાર આપવાનો આગ્રહ સેવાય છે, અને જુવાર માગે છે તેવા ગ્રામ લોકોને ઊંચા ભાવના ઘઉં કે કમોદ લેવાની ફરજ પાડવામાં આવે છે. માપબંધીથી મળતા અનાજમાં જે ભેળસેળ જોવામાં આવે છે, માલ હલકા વપરાય છે, ગામડાંનો માલ શહેરમાં જાય છે અને ત્યાંનો માલ ગામડાંમાં મોકલાય છે, સિન્ડીકેટો દ્વારા થતી વ્યવસ્થામાં રાજ્ય તથા મોટા વ્યાપારીઓને નફાખોરીની છૂટ આપવામાં આવી છે, એકનોએક માલ બીનજરુરી

હેરફેર પામીને ઠેર ઠેર નફો ચૂકવીને ગ્રાહકોને મોંઘે ભાવે મળે છે, ખેડૂતોના પાકની ઘણી જગ્યાએ વધુ પડતી ઢાળ કરવામાં આવે છે, ચોકખા ઉત્પન્નને બદલે અમલદારી અંદાજના ચોક્કસ હિસ્સા પ્રમાણે તેમની પાસેથી અનાજનું ફરજિયાત લેવાણ થાય છે, એ પ્રમાણે થતા લેવાણને પરિણામે ઓછી ઉત્પન્નવાળા ખેડૂતોને પોતાનાં બાલબચ્ચાંના ગુજરાન માટે કે બિયારણ માટે પણ ઘણુંખરું અનાજ રહેવા પામતું નથી. ગામડાંમાં ઊભડ, નાના ખેડૂતો કે ગરીબ મધ્યમવર્ગના લોકોને જરૂર મુજબ અનાજ મેળવવાનો સાચો પ્રબંધ થતો નથી. કેટલાક મહાલમાં અનાજ મેળવવા માટે દર વખત થાણદારની ચિઠ્ઠી લેવા જવું પડે છે અને એ રીતે અઠવાડિયે એક બે રોજી પાડવી પડે છે, ગામડાંમાં કહેવાતી સમિતિઓ એ અમલદારકૃપા નીચે ચાલતો એક બે લાલચુ વેપારીનો વેપાર હોય છે, ખાંડની વહેંચણીમાં ગામડામાં અસમાનતા, પક્ષપાત તથા અંધાધૂંધી ચાલતી હોય છે, કયાંક કયાંક અમલદારો અને સિન્ડીકેટોએ પરસ્પર એવો વ્યવહાર ગોઠવ્યો હોય છે કે નજીકનાં પરહદનાં ગામોમાં કાળા બજારો ધૂમ વેપાર કરે છે અને ત્યાં ખાંડ, તેલ કે અનાજ આપણી હદમાંથી પહોંચી જાય છે. ખેડૂતોને આજે જે ખેડખર્ચ થાય છે તથા જીવનની બીજી જરૂરિયાતોના જે ભાવે વધ્યા છે તે જોતાં મળવા જોઇએ તે ભાવ મળતા નથી, અને છતાં ગ્રાહકોને સવા દોઢ રૂપિયાનો ખર્ચ ચડયા વિના એ માલ મળતો નથી. અનાજ લેવાણને અંગે અમલદારી કોરડો વીંઝાવા લાગે છે, વહેંચણીને અંગે ગરીબો પેટે પાટા બાંધીને ફરે છે, મગ-મઠ-કળથી કે શકરીયાં ખાય છે. કયારેક ટંક છાંડે છે, બાલબચ્ચાંને ભુખ્યાં સૂવાડે છે. આ સ્થિતિ છેલ્લા કેટલાક માસથી તીવ્ર બની છે અને દિનપ્રતિદિન તીવ્રતર બનતી જાય છે.

રોગ ઘર કરી બેઠો છે દર્દ ઘેરાઈ ગયું છે. અમલદારી તંત્ર શિથિલ બન્યું છે. લાંચરૂશ્વતનું જોર જામ્યું છે. ટૂંક પગારી અમલદારો શ્રીમંત બની બેઠાના દાખલા ઠીક સંખ્યામાં મળે તેમ છે.

દર્દ એવાં ઊંડાં મૂળ ઘાલ્યાં છે કે એ સડો સાફ કરતાં વર્ષો નીકળી જશે. લોકોને જીવવા માટે પણ સ્થળે સ્થળે નૈવેદ્ય ચૂકવવાં પડે છે. હાલની અનાજની લેવાણ તથા વહેંચણીની પદ્ધતિની જો નિષ્પક્ષ તપાસ થાય, તો ઘણી કાળી કથાઓ બહાર આવે એમાં કશી શંકા નથી. અમલદારી શ્રીમંતાઈનાં મૂળ તપાસાય તો પણ ચમત્કારિક હકીકતો જરુર પ્રગટ થાય.

રોગ તો જાણીતો છે, હાડમારી અજાણી નથી. એનું નિવારણ શું? સડો સાફ શી રીતે થાય? રાજ્યે અનાજને અંગે સલાહકાર સમિતિ નીમી છે. પહેલાં પણ હતી. હમણાં એને વિસ્તારી છે. વળી, તેમાં પરિષદના કેટલાક અગ્રણી કાર્યકરોને પણ મૂકયા છે. એ સમિતિની સલાહથી શું દર્દ નિવારણ નહિ થાય? ના, એવો કોઈ સંભવ જણાતો નથી. મોટી સમિતિની રચના જ એવી છે કે તેનાથી કશું થઈ ન શકે. પેટાસમિતિઓ પાસેથી કામ લેવું હોય તો તેને સાધન સગવડ આપવા જોઈએ, વિશ્વાસ મૂકવો જોઈએ, સહકાર આપવો અને લેવો જોઈએ, લોકમતને અનુસરવાની ઇચ્છા હોવી જોઈએ, સંસ્થાઓ પ્રત્યેની સૂગનો ત્યાગ કરવો જોઈએ. આવા વાતાવરણનો આજે અભાવ છે. અનેક ત્રુટિઓ છતાં પરિષદે સહકાર માટે હાથ લંબાવ્યો છે, આ પ્રયોગને સફળ કરવા માટે ઠીકઠીક ચિંતા વેઠીને આપણા પ્રતિનિધિઓ જહેમત ઊઠાવી રહ્યા છે, પરંતુ સફળતાનાં આવશ્યક તત્ત્વોને અભાવે પરિણામ આશાજનક જણાતું નથી. પ્રજાનો, પ્રજાપરિષદનો, સાચા દિલથી સહકાર મેળવ્યા વિના આ પ્રશ્નનો કશો ઉકેલ થવાનો નથી.

આપણે કોઈ માર્ગ સૂચવી શકીશું? મધ્યસ્થ સમિતિની પુનર્વ્યવસ્થા થાય અને પ્રજાને વિશ્વાસ પડે એવાં તત્ત્વો તેમાં માનવંતું સ્થાન પામે, હિત-સંબંધ ધરાવતા તત્ત્વોને તેમાંથી દૂર કરવામાં આવે, એ સમિતિની સલાહ અનુસાર મહાલે મહાલે પ્રજાકીય સમિતિઓ સ્થપાય અને અનાજ તથા જીવનની જરુરિયાતોનો બધો વહીવટ તેમને સોંપવામાં આવે, તથા રાજ્ય એ પ્રજાકીય સમિતિઓને

સંકટ નિવારણના કાર્યમાં મદદગાર થાય, તો કાંઈક સંતોષકારક ઉકેલ આવી શકે ખરો. અનાજ તથા બીજી જરૂરી ચીજોની વહેં-ચણીનું કાર્ય, લોકોને માલ પહોંચે, ન્યાય સચવાય અને અંધાધૂંધી દૂર થાય એ માર્ગે કરવાનું હોય તો પ્રજાકીય સમિતિઓ દ્વારા સેવકોનો ઉપયોગ કરીને જ તેમ થઈ શકશે એવી મારી માન્યતા છે. આજે આંબલામાં મુ. ન્હાનાભાઈ ભટ્ટ દ્વારા જે રીતે અનાજ વહેં-ચણીનું કાર્ય ત્રણ—ચાર ગામડાંમાં થઇ રહ્યું છે તે રીતે તે બીજા કેન્દ્રોમાં પણ થઈ શકે અને પ્રજાકીય સમિતિઓ મધ્યમાં તથા મહાલોમાં રચાયતો આવાં કેન્દ્રોની સ્થાપના શકય બને. આ કલ્પના હું આપની સમક્ષ તથા રાજ્ય પાસે મૂકું છું. એના સ્વીકારમાં મને તો આ પ્રશ્નનો કાંઇક ઉકેલ જણાય છે. આ સમિતિઓ રાજ્યને લેવાણના પ્રશ્નમાં પણ મદદગાર થઇ શકે અને ખેડૂતોને ગુજરાન તથા બિયારણ માટે જરૂર જોગું અનાજ રહેવા પામે અને છતાં રાજ્યને શહેરને આપવા માટે જોઈતું વધારાનું અનાજ પૂરતા જથ્થામાં મળી રહે એ માટે તેમની સલાહ અસરકારક થાય.

હાલ જે સમિતિઓ કામ કરી રહી છે તેની સાર્થકતા આવી કોઇ યોજનાને અમલમાં લાવીને વિલીન થઇ જવામાં છે. નાગરિકોનો જેનામાં સંપૂર્ણ વિશ્વાસ હોય તેવી પ્રજાકીય સમિતિઓ દ્વારા જો આ વહીવટ ચાલશે તો રાજ્યનો ઘણો ભાર હળવો થશે, પ્રજાનો ભારે અસંતોષ શમશે, અને લોકોને સંકટમાં ઉપયોગી થઇ શકાશે.

## પંદર વર્ષની પ્રગતિનું સરવૈયું

ના. મહારાજા સાહેબને ગાદી ઉપર આવ્યાને પંદર વર્ષ થયાં. દીવાન સાહેબને દીવાનગીરી સંભાળ્યે ૮॥ વર્ષ થયાં. આ વર્ષો દરમ્યાન જગતમાં ભારે ઉથલપાથલ થઈ છે, સૈકાની પ્રગતિ દશકામાં થાય એવા જમાનામાં આપણે આજે જીવી રહ્યા છીએ. ભાવનગરમાં આપણે શીશી પ્રગતિ કરી ? પ્રજાકીય દષ્ટિએ આપણો કેવોક વિકાસ થયો ? તે આપણે તપાસીએ.

પ્રજાનિમાણુના કાર્યો પાછળ થતો ખર્ચ તથા બીજા રાજ્યોમાં તેજ કાર્યો પાછળ થતો ખર્ચ નીચેના કોષ્ટક ઉપરથી આપણને માલુમ પડશે અને વર્તમાન રાજતંત્ર ઉપર જરૂરી રોશની નાખશે.

| રાજ્ય | વસતી | કુલ આવક | માથાદીઠ આવક | કેળવણીખર્ચ | વૈદકખર્ચ | કેળવણી ખર્ચ કુલ ખર્ચના કેટલા ટકા ? | વૈદકખર્ચ તંદુરસ્તી ખર્ચ કુલ ખર્ચના કેટલા ટકા ? |
|---|---|---|---|---|---|---|---|
| વડોદરા (૧૯૪૩–૪૪) | ૨૮,૫૫,૦૧૦ | ૩,૮૧૫૩,૦૦૦ | ૧૪ રૂા. આશરે | ૩૯,૪૧,૦૦૦ | ૧૧,૦૫૦૦૦ | ૧૨% આશરે | ૪% આશરે |
| મુંબઈપ્રાંત (૧૯૪૫–૪૬) | ૨,૦૮,૫૦,૦૦૦ | ૨૪,૮૯,૫૭,૦૦૦ | ૧૨ રૂા. આશરે | ૨,૩૩,૦૩,૦૦૦ | ૭૨,૩૬,૦૦૦ | ૧૧·૪૩% આશરે | ૬·૫૨% આશરે |
| ત્રાવણુકોર (૧૯૪૩–૪૪) | ૬૦,૭૦,૦૧૮ | ૫,૦૬,૧૧,૧૦૦ | ૮ રૂા. | ૬૦,૪૨,૦૦૦ | ૧૯,૪૪,૦૦૦ | ૧૩% આશરે | ૪·૨% આશરે |
| ભાવનગર (૧૯૪૨–૪૩) | ૬,૧૮,૦૦૦ આશરે | ૧,૦૬,૦૦,૦૦૦ અશરે | ૧૬ાા રૂા. આશરે | ૫,૭૮,૮૦૦ | ૨,૫૪,૨૭૪ | ૫·૭% આશરે | ૨·૫% આશરે |

ઉપરના કોષ્ટક ઉપરથી સ્પષ્ટ થાય છે કે ભાવનગરની માથાદીઠ આવક ઘણી વધારે હોવા છતાં કેળવણી તથા વૈદક અને જાહેર તંદુરસ્તી જેવા ખાતા પાછળ નિર્માલ્ય પ્રમાણ ખર્ચવામાં આવે છે.

## કરવેરાનું ભારણ

રાજ્યે છેલ્લાં થોડાં વર્ષમાં પ્રજા ઉપર જે અવનવા કરવેરા નાખ્યા છે, અને આવક વધારી છે તેનો ખ્યાલ નીચેના પત્રક ઉપરથી આવશે. એ ઉપરાંત થોડાક વિશેષ કરો હજી હવે પડવાના છે એવી લોકવાયકા ચાલે છે. મારી માહેતી પ્રમાણે આવકવેરો ઝડપી ગતિએ આવી રહ્યો છે, એને વિષેની સામગ્રી તૈયાર છે, અને થોડા સમયમાં આપણે એનો પ્રત્યક્ષ પરિચય પણ પામીશું. કરવેરા નાખવા જોઈતા નથી એમ કોઈ કહેતું નથી. કરવેરા પ્રજા વર્ગની વચ્ચે સમાન ધોરણે પડે એવી પુનર્વ્યવસ્થા સામે પણ ભાગ્યેજ કાંઈ કહેવાનું હોય. પરંતુ, પ્રશ્ન તો એ છે કે એ કરવેરાનું થાય છે શું? એમાંથી પ્રજાહિત માટે કેટલું ખર્ચાય છે? પ્રજા નિર્માણના કાર્યોની શી પ્રગતિ એમાંથી કરી? જૂની આવકમાંથી સીલીકો વધારીને કરોડોની કરી. નવી આવક વધારીને હવે શું કરવાનું છે? ગરીબોને તેમાંથી શો લાભ મળ્યો? લોકોની સમૃદ્ધિ વધારવામાં એ શો ફાળો આપશે? કેળવણીનો ખર્ચ વધતો નથી, દવાખાનામાં દાક્તર ઓછા થાય છે. ખેતીવાડીનો વિકાસ જોવામા આવતો નથી. પૈસાના ઢગ સાચવ્યે પ્રજાને કશો લાભ થાય નહિ. ઢગલામાં ઢગલો ઉમેર્યાથી કશું લોકહિત સધાય નહિ.

### છેલ્લા આઠ વર્ષોમાં થયેલ કરનો વધારો!

૧ મકાનના ચોથ ઉપર ૩) ને બદલે પાંચ ટકા
૨ વકીલાતનામા ઉપર ૦ા રૂા ને „ ૧) રૂા.
૩ એન્ટરટેઇનમેન્ટ ટેકસ
૪ વ્હીલ ટેકસ
૫ કારખાના ઉપરનો ટેકસ
૬ ખાંડ ઉપર ૦ા ને બદલે ૧) રૂા.
૭ દેશી ખાંડ ઉપર ન હતી તેને બદલે ૦ા રૂા. ની જગાત
૮ સાઇકલ રેજીસ્ટ્રેશનમાં વધારો

૯ વારસા સર્ટીફીકટની ફીમાં વધારો
૧૦ રેતી ઉપર કર
૧૧ મસવાડી વેરો વધારો
૧૨ કોલેજ ફી વધારો
૧૩ શાળા ફી વધારો
૧૪ પાણીના દરની અંદર વધારો
૧૫ ટર્મીનલ ટેકસ.

## સ્થાનિક સ્વરાજ્ય

રાજ્યમાં જે ગામપંચાયતો છે તેમાં કશું ચૈતન્ય જોવામાં આવતું નથી. ગામડે ગામડે પ્રજાકીય પંચાયતો હોય, ગામનો સ્થાનિક વહીવટ એની મારફતે ચાલે, ગામલોકને સ્વરાજ્યની પ્રજાતંત્રની—જાહેરજીવનની એ રીતે તાલીમ મળે, ન્યાય ચોકખો અને સોંઘો થાય, વહીવટનો ખર્ચ હળવો થાય, ગામડાંની આવકનો મ્હોટો હિસ્સો ગામડાંમાં જ લોકકલ્યાણની યોજનાઓ માટે ખર્ચાય. ગામડાંના રસ્તા દુરસ્ત થાય અને બંધાય, ગામની શેરીઓ સ્વચ્છ રહે, તેમાં દીવાબત્તીની સગવડ વધે જળાશયો વધે અને ચોકખાં રહે, શાળા સંસ્કાર સિંચનનું ધામ બને, મંદિર પવિત્રતાની સુવાસ પ્રસારે, ચોરો લોક કેળવણીનું સાધન બને, અમલદારી અને ન્હાના નોકરિયાતોથી દબાયેલો ગામડાંનો લોકસમૂહ તેમના ઓથારથી મુકત બને અને રાજ્યના વહીવટી તંત્રમાં સમજપૂર્વક રસ લેતો થાય. ગામડાંને સ્વાશ્રયી, ઉદ્યોગી, સમૃદ્ધ અને સુખી બનાવવા માટે ગ્રામપંચાયતો કેન્દ્ર રૂપ બને એવી એવી આપણી આશાઓ પડી ભાંગી છે. ગામડાના વિકટ પ્રશ્નો ઉકેલ થાય એ માટે પહેલું પગલું પણ હજી લેવાયું નથી.

સહકારી મંડળિઓ અનેકવિધ ક્ષેત્રમાં સહકાર પદ્ધતિ દાખલ કરે, માલખરીદી તથા માલ વેચાણ માટે અને ઉદ્યોગ તથા ખેતીના કાર્યમાં સહકારી ધોરણ ઉપયોગી નીવડે એ દિશામાં કશી જ પ્રગતિ થઇ નથી. સંયુકત પ્રયાસથી પેદાશ વધે, સારા ભાવ ઉપજે, ખર્ચ ઘટે,

સોંઘે ભાવે બ્હારનો માલ આવે, અને ગામડાંને જરુરી ચીજો ગામમાં જ પેદા થવા લાગે, તો ખેડૂતના મ્હોં ઉપર નૂર પ્રકટે, પ્રસન્નતા આવે અને કાર્યકુશળતા વધે. આ દિશામાં સહકારી મંડળિઓ બીજા દેશમાં પુષ્કળ કામ આપી રહી છે. અહિં આપણે જ્યાંના ત્યાં હોઈએ એવો ભાસ થાય છે.

મહાલોમા સુધરાઇઓ આવી રહી છે, કયાંક કયાંક ચૂંટણી થઇ ગઈ છે, કયાંક કયાંક થવાના ભણકારા વાગે છે. ૭૫ વર્ષોથી મહાલોની સુધરાઈની આવક રાજ્યની તિજોરીમાં જમા થતી હતી અને ત્યાંની પ્રજાના ઉપયોગમાં આવતી નહોતી. હવે તે રકમ સુધરાઇઓને મળશે અને ગામના સુધારા પાછળ ખર્ચાશે એ ખુશી થવા જેવી વાત છે. પરંતુ આજે ૧૯૪૬ ના વર્ષમાં પણ સુધરાઇઓમાં ત્રીજા ભાગના સભ્યો તથા પ્રમુખની નિમણુંક થશે તથા તેના વહીવટ ઉપર દરબારી અંકૂશ કેટલેક અંશે ચાલુ રહેશે એ જાણીને દિલગીરી થયા વિના રહેતી નથી. જવાબદારી આવતાં જવાબદારી ઉપાડવાની શક્તિ ખીલે છે, ભૂલોમાંથી પ્રજા પાઠ શીખે છે, અને સ્થાનિક વહીવટની તાલીમ મારફતે પ્રજા રાજ્ય તથા દેશના મહાપ્રશ્નો વિષે આવશ્યક કેળવણી પામે છે એ વાતનું વિસ્મરણ થતું લાગે છે. જ્યારે દેશનો વહીવટ કરનારી ધારાસભાઓમાં પ્રૌઢ મતાધિકાર દાખલ થવાના પડઘા વાગી રહ્યા છે, ત્યારે રાજ્યે મહાલોમાં સુધરાઇ માટે પણ એવો વિશાળ મતાધિકાર આપ્યો નથી, અને શહેર ભાવનગરમાં ૧૯૨૩ માં, આજથી ત્રેવીશ વર્ષ પહેલાં, અપાયેલો સાર્વત્રિક મતાધિકાર છીનવી લેવામાં આવ્યો છે એ હકીકત પ્રગતિ નહિ પણ પીછેહઠ સૂચવે છે.

શહેર ભાવનગરની સુધરાઇની કરૂણ કથની તો આપ જાણો જ છો. ૩ાા વર્ષથી તે રદ થયેલી છે. દેશમાં અન્ય સ્થળે રદ થયેલી સુધરાઇઓ ફરીથી સ્થાપિત થઈ છે, પણ અહિં તો એક અમલદારનો આપખૂદ વહીવટ કાયમી બન્યો છે. નવી ચૂંટણી આવે છે એવા

ભણકારા છેલ્લા ૭–આઠ માસથી સંભળાય છે, પણ તેના ક્યાંય દર્શન થતા નથી. જગતમાં આપખુદીનો લોપ થઇ રહ્યો છે ત્યારે આપણા શહેરમાં તો તે અમરપટો ભોગવતી હોય એવો ભાસ થાય છે.

શહેર સુધરાઇને દાબી દઇને રાજ્યે વહીવટી સમિતિ નીમેલી. તેની મદદ લઇને રાજ્યે શહેરની પ્રજા ઉપર અંતિમ કર નાખ્યો છે. સમિતિના સભ્યોએ પણ રાજીનામાં આપ્યાં, ત્યારે એક અમલદારની મદદથી આજે એ કર ઉઘરાવવામાં આવે છે. સુધરાઇનાં સાધનો પૂરતાં છે કે કેમ, શહેરીઓ આજે કેટલો કર ખરેખર ભરે છે, ખાડો રહેતો હોય તો તે શી રીતે પૂરવો, એ સંબંધે કશી તપાસ કરવાની જરૂર જણાઇ નથી, પ્રજાપક્ષ સમજવાની પરવા રખાઇ નથી, પ્રજાને શિરે તેને સોંપેલી હકુમત ખૂંચવી લઇને લાખોનો કર ઠોકી બેસાડવામાં આવ્યો છે. સ્થાનિક સ્વરાજ્યની પ્રગતિ આથી બીજી શી હોઇ શકે ?

આપણા સ્થાનિક સ્વરાજ્યમાં પ્રાથમિક શિક્ષણ, દવાશાળાઓ, જળાશયો, ડ્રેઇનેજ આદિ લોકોપયોગી કાર્યોનો સમાસ થતો નથી. લોકોના પ્રતિનિધિઓને આ લોકોપયોગી કામમાં મત આપવાનો અધિકાર નથી એ આપણા સ્થાનિક સ્વરાજ્યના પ્રકારમાં ખાસ વિશિષ્ટતા છે !

ભાવનગર શહેરના મ્યુનિસિપલ વિસ્તારમાં કૃષ્ણનગરનો આશરે ત્રણ ગણો વિસ્તાર ભેળવી દેવામાં આવ્યો છે. તેને માટે નથી કશી ખર્ચની જોગવાઇ કરવામાં આવી, નથી લોકોના પ્રતિનિધિઓની સલાહ લેવામાં આવી. ૧૯૨૩ માં સુધરાઇનો ધારો ઘડતી વેળાએ સ્વ. સર પ્રભાશંકરે જશોનાથની જાહેર સભામાં નવી જવાબદારીઓને અંગે શહેરની પ્રજાને જે જાહેર રાજ્ય કોલ આપ્યો હતો તેનો આથી લોપ થયો છે એ કરૂણ કથા હૃદયવિદારક છે.

શહેર ભાવનગરની સુધરાઇ માટે છેલ્લી ચૂંટણી ૧૯૩૫ માં થઇ

હતી. છેલ્લા ૧૧ વર્ષથી નવી ચૂંટણી થઈ જ નથી, અને હવે ક્યારે થશે તેની આગાહી થઈ શકતી નથી એ વર્તમાન વહીવટી તંત્રની રીતરસમ સમજવા માટે પૂરતું ગણાવું જોઈએ.

## ધારાસભા

૧૯૩૯ના મે માસમાં પ્રજાને રાજ્યતંત્ર સાથે જોડવા તથા ચૂંટાયેલી બહુમતિવાળી ધારાસભા આપવા વિષે રાજ્યે જાહેરાત કરી. ૧૯૪૦ના જૂન માસમાં રાજ્યે ધારાસભાનાં બંધારણની રૂપરેખા જાહેર કરી. ૧૯૪૧ના ઓકટોબરમાં ચૂંટણીની કલમ મોકૂફ રાખીને સર્વથા નીમાયેલી ધારાસભાની જાહેરાત થઈ. અને તેમાં ૧૯૪૧ના ડીસેંબરમાં ધારાસભાનો કાયદો પ્રગટ થયો. પરિષદે તથા આમ-જનતાએ નીમાયેલી ધારાસભાનો બહિષ્કાર પોકાર્યો. છતાં, ધારાસભામાં રાજ્યનિયુક્ત સભ્યો બેઠા. દરબાર નિયુક્ત સભ્યો પણ વહીવટીતંત્રની આપખુદીથી કંટાળ્યા, અને તેમણે પણ ૧૯૪૪ ના એપ્રીલ માસમાં ધારાસભાની બેઠકનો બહિષ્કાર કર્યો. સર્વતિરસ્કૃત એ સભાએ તે પછી થોડા શ્વાસ લીધા, અને આખરે ૧૯૪૫ ના ઓકટોબર માસમાં તેની અંત્યેષ્ટિ ક્રિયા થઈ. ધારાસભાના કાયદાની કલમ ૧૧ પ્રમાણે નવી ધારાસભા આ વર્ષના મે માસ સુધીમાં અસ્તિત્વમાં આવવી જોઈએ. થોડા દિવસ પહેલાં રાજ્યે હુકમ કરીને એ કલમનો અમલ મોકૂફ રાખ્યો છે, અને ઓકટોબરના અંત સુધી ધારાસભા વિના ચલાવી લેવાની સત્તા મેળવી લીધી છે.

ના. મહારાજાશ્રીએ ધારાસભા માટે ચૂંટણીના નિયમો વગેરે તૈયાર કરવાનો હુકમ કર્યો છે. છતાં રાજસેવકોએ આજની તારીખ સુધી એ રાજાજ્ઞાનું પાલન કરવાની તસ્દી લીધી નથી. અંગ્રેજ સરકાર મુડીમેન કમીટી, સાયમન કમિશન, ત્રણ ગોળમેજી પરિષદો, થોડીક ખાસ સમિતિઓ, જોઈન્ટ સિલેકટ કમીટી આદિ વિધિ કરીને જો ૧૦–૧૨ વર્ષ વીતાવી શકે અને તે પછી ૧૯૩૫નો અળખામણો બંધારણનો કાયદો કરી શકે, અને તેમાં પણ એક ભાગનો અમલ

કરીને બીજા ભાગનો અમલ મોકૂફ રાખી શકે, તો દીવાન સાહેબ પણ કાં એ પદ્ધતિએ એટલો સમય ન વીતાવી શકે ?

દીવાન સાહેબે ૧૯૩૭ ના ડિસેંબર માસમાં દીવાનગીરી સંભાળી. થોડા જ માસમાં તેઓ વિદેશયાત્રાએ સિધાવ્યા. પ્રજાકીય સુધારાની માગણી સંબંધે વિચાર કરવા થોડો સમય માગ્યો. અમેરિકાથી પાછા ફરતાં પ્રજાપરિષદે પોતાની જવાબદાર રાજતંત્રની નીતિ જાહેર કરવાની તથા તેનો અમલ કરવા કાર્યક્રમ નક્કી કરવા પ્રજાકીય બહુમતિવાળી સમિતિના નિમણુક કરવાની માગણી ના. મહારાજા સમક્ષ રજૂ કરી.

ઉત્તર તો શાનો જ મળે ? સમય વીતાવ્યો. રાજકોટની પ્રજાએ જવાબદાર રાજતંત્ર માટે સત્યાગ્રહનો સંગ્રામ ખેડયો. કાઠિયાવાડની પ્રજા ખળભળી ઊઠી. આ રાજ્યની પ્રજાએ પણ તેમાં મહત્વનો ભાગ લીધો. પ્રજાકીય માગણી ફરીથી રજૂ થઇ. સલાહકાર સમિતિ નિમીને તેની સલાહથી તંત્ર ચલાવવા તથા તેમાંથી પ્રજાને સંતોષે તેવું બંધારણ રચવાની ઇચ્છા દીવાન સાહેબે કાર્યકરો સમક્ષ જાહેર કરી. તેનો અસ્વીકાર થયો. રાજકોટની લડત સફળ થઈ. દીવાન સાહેબ પોતે મહાત્માજી સમક્ષ ગયા અને જવાબદાર રાજ્યતંત્રની રૂપરેખા ત્યાંથી લેતા આવ્યા. રાજકોટને માટે જે લઇ આવ્યા તે ભાવનગરને પોતાના તંત્રવહીવટ દરમ્યાન આપવું પડે જ ને ? ત્યારે તો એ વિષે તૈયારી હતી.

ત્યાં તો રાજકોટની લડતમાં ઓટ આવી. અહીં પણ સૂર બદલાયો. પ્રજાકીય માગણી સંતોષવાની વળી અપીલ થઇ. એમણે સર્વથા દરબારનિયુક્ત પ્રજા પ્રતિનિધિ સભાને કબ્રસ્થાનમાંથી ખોદી કાઢવાની ઇચ્છા દર્શાવી અને એ નિમાયેલા માનવીઓની મદદથી પ્રજાને સંતોષવા માટે બંધારણ ઘડવાની તૈયારી દાખવી, કાર્યકરોએ તેનો અસ્વીકાર કર્યો. મહાત્માજીની દરમ્યાનગીરીથી રાજકોટમાં ફરીથી પ્રજાનો વિજય થયો. વળી, અહીં સૂર બદલાયો. ઓંધના ન્હાનકડા

રાજ્યમાં જે હમે જવાબદાર રાજ્યતંત્રનો પ્રયોગ થઇ રહ્યો છે તેને અનુસરીને તેવો પ્રયોગ આ રાજ્યમાં કરવાનું દીવાન સાહેબે સ્વીકાર્યું. રાજકોટમાં મહાત્માજીએ ચ્યાયર ચૂકાદાનો લાભ લેવાનું ત્યાગ્યું. અહીં ઔંધ બંધારણની વાત તુરત જ પડી ભાંગી. વચનોનું વિસ્મરણ થયું. સરદાર વલ્લભભાઇ પટેલના પ્રમુખપણા નીચે અહીં પરિષદની પાંચમી બેઠક ભરાઈ. જવાબદાર રાજ્યતંત્રની માગણી આપણે બુલંદ સ્વરે કરી. પરંતુ, તે દરમ્યાન સુધારાની અર્થશૂન્ય નીતિ જાહેર થઈ; તે પહેલાં કોમી મંડળની સ્થાપનાને અંગે દોરીસંચાર થયો. કોમી વાતાવરણ તંગ બનવા પામ્યું. પ્રમુખશ્રીના સરઘસ ઉપર હીચકારો હુમલો થયો. રાજ્યના પોલિસવડાને જે વિષે અગાઉથી ચેતવવામાં આવ્યા હતા તે જ કૃત્ય તે જ શંકિત સ્થળે બન્યું અને રાજ્ય તે અટકાવવાને અશક્ત બન્યું કે રહ્યું.

ધારાસભાના હાલના ધારા માટે પ્રજાએ ઉત્સાહ દર્શાવ્યો નથી. તેમાં ભારોભાર અનામત સત્તાઓ, મર્યાદા અને અંકૂશો ઠાંસીઠાંસીને ભરવામાં આવ્યા છે. દીવાનને દીવાન ઉપરાંત ધારાસભાના પ્રમુખ, દરબારશ્રી• અથવા દરબારશ્રીના અંગભૂત, ના. મહારાજાશ્રીના સલાહકાર ઇત્યાદિ અનેક સ્વરુપો તેમાં આપવામાં આવ્યાં છે, અને નિરંકૂશ આપખુદ રાજ્ય—પધ્ધતિનું પાછલે બારણેથી સમર્થન કરવામાં આવ્યું છે. આવા વિરુપ અને અસંતોષકારક ધારાનો પણ અમલ થયો નથી, થતો નથી, એ હકીકત વર્તમાન રાજસૂત્રધારોના માનસનું પ્રતિબિંબ પાડે છે.

ધારાસભાની ચૂંટણી આવે છે એમ દીવાનસાહેબે અનેક સ્થળે જાહેર કર્યું છે. એ માટે તૈયાર થવાનું તેમણે આહવાન આપવા માંડયું છે. ચૂંટણીના નિયમો—ઉપનિયમો તૈયાર થાય છે એમ મહિનાઓથી બોલાય છે. નિયમો તૈયાર પડયા છે એમ કહેવાય છે. પ્રજાના પ્રતિનિધિઓ એ વિષે કાંઇ જાણતા નથી. એમની સલાહ એ વિષે લેવાઇ નથી. એને વિષે શંકાઓ ઉપજાવે એવી ઘણી ઘણી

અફવાઓ આવે છે. પ્રજાશકિતને વિકસાવવાને બદલે તેને રૂંધવા માટે તેમાં ઠીક ઠીક સામગ્રી ભરી છે એમ કહેવાય છે.

આપણને વર્તમાન રાજવ્યવસ્થામાં રસ નથી, વર્તમાન ધારાસભાના ધારામાં રસ નથી, તો પછી તેના નિયમોનું આપણે વળી શું મહત્ત્વ હોય ? આપણી માગણી તો સ્પષ્ટ અને સુરેખ છે, ગઇ બેઠકમાં એ આપણે જાહેર કરી ચૂકયા છીએ. આ પ્રસંગે આપણે એનો પુનરુચ્ચાર કરીશું. જવાબદાર રાજતંત્ર એ પરિષદનું ધ્યેય છે. એની પ્રાપ્તિ વિના આપણે જંપવાના નથી. એ વિના રાજા પ્રજા કોઇનું કલ્યાણ નથી. એની સિધ્ધિની આડે આવવા મથતા તમામ પ્રત્યાઘાતી બળો રાજા-પ્રજાની ભારેમાં ભારે કુસેવા કરી રહ્યા છે પ્રજાની એ તીવ્ર મહેચ્છા પાર પાડવામાં સર્વ કલ્યાણ છે. એનો વિરોધ કરવામાં સર્વનાશ સમાયેલો છે. રાજપુરુષોએ પોતાની પસંદગી કરી લેવાનો સમય આવી ચૂકયો છે.

## એક અમંગળ એંધાણ

રાજ્યતંત્રની સર્વગ્રાહી સમાલોચના થઇ શકે તેમ છે. તેનાં અનેકાનેક અનિષ્ટો પ્રકાશમાં લાવી શકાય તેમ છે. પરંતુ, આજે આપણને તેમાં રસ નથી. એ કાર્ય માટે ઉત્સાહ નથી. આપણે વ્યકિતઓની અદલીબદલીમાં માનતા નથી. આપણને ચોકકસ મર્યાદિત સુધારાઓ આકર્ષી શકતા નથી. આપણે એકહથ્થુ સત્તાનો વિરોધ કરીએ છીએ. આપણે આપખુદ રાજ્યતંત્રની પદ્ધતિમાં પલટો માગીએ છીએ. આપણે પ્રજાની સાર્વભૌમ સત્તામાં માનીએ છીએ. રાજ્યના સર્વ સુત્રધારોએ એ મહાન સત્તાની ઉપાસના કરવાની છે, એની કલ્યાણ કામનાઓ માટે ખપી જવાનું છે. જવાબદાર રાજ્યતંત્રના ધ્યેયને પહોંચવા માટે આપણે જે ભગીરથ પ્રયાસો કરવાના છે, તે જોતાં મામુલી પ્રશ્નો માટે આપણે સમય કાજલ પાડી શકતા નથી. તેમ છતાં, છેલ્લાં થોડાં વર્ષોથી એક અનિષ્ટ પ્રથા ધીરે ધીરે, જાણે

ચોરી છૂપીથી હોય તેમ, આપણા રાજ્યતંત્રમાં પ્રવેશ પામી રહી છે, અને તંત્રને ભ્રષ્ટ કરી રહી છે, તે તરફ આપનું લક્ષ ખેંચવાની ફરજ મ્હારે બજાવવી જોઇએ.

અમલદારી નિમણુંકોમાં અને કેટલેક અંશે ન્હાના નોકરોની નિમણુંકોમાં પણ, જે પક્ષપાત, વંશપરંપરાગત વારસો, મામા–માશી સંપ્રદાય તથા એક ખાસ જ્ઞાતિની તરફેણમાં ભેદભાવ પ્રવર્તી રહ્યાં છે તે જોઇને રાજ્યના સૌ હિતચિંતકો દુઃખ પામી રહ્યાં છે, ખેદ અનુભવી રહ્યાં છે. વહીવટી તંત્રમાં તેથી શિથિલતા આવી છે, નિયમનો ઢીલાં થયાં છે, અને નિષ્ક્રિયતા વધી છે. શુદ્ધિ શોધવાનું હવે મુશ્કેલ બન્યું છે. આ અનિષ્ટ દૂર કરવાને માટે કોઇ પગલાં લેવાયાં નથી, ત્યાં તેથી પણ વધુ ગંભાર હોય એવું એક અનિષ્ટ ડોકિયું કરી રહ્યું છે. છેલ્લાં થોડાં વર્ષોમાં બ્રિટિશ હિન્દુસ્તાનની અંદર તથા બીજા દેશી રાજ્યોમાં લડાઇના કારણે ઘણા ઉદ્યોગો વિકાસ પામ્યા છે, તેના પ્રમાણમાં મહત્ત્વના બહુ ઓછા ઉદ્યોગો ભાવનગર રાજ્યમાં થયા છે. વત્તે ઓછે અંશે દીવાન કુટુંબનું આર્થિક હિત હિન્દુસ્તાન રબ્બર વર્કસ તરીકે જાણીતી થયેલી એસોસીએટેડ ઇન્ડસ્ટ્રીઝ કું. લી., ભાવનગર સોલ્ટ વર્કસ, વેસ્ટર્ન ઇન્ડીઆ શિપ બિલ્ડીંગ એસો., વેજીટેબલ પ્રોડક્ટસ આદિ ઉદ્યોગોમાં સંકળાયેલ છે, તેથી જનતા ઉપર તથા વેપારી આલમ ઉપર ખોટી છાપ પડી છે. પરિણામે ભાવનગરમાં બીજા સ્વતંત્ર ઉદ્યોગો ઊભા થઇ શક્યાં નથી અને એટલે અંશે ભાવનગરની ઔદ્યોગિક પ્રવૃત્તિની રૂકાવટ થઇ છે.

જાહેર કાર્યો માટે ખાનગી માલેકીની જમીન લેવા માટે બધા રાજ્યોમાં ધારા હોય છે. એ ધારાને અનુસરીને જરુરી જમીન લેવાય છે, અને જાહેર કાર્ય સરળ બને છે. હમણાં તાજેતરમાં ખાનગી ઉદ્યોગોને માટે ખાનગી માલેકીની કે કબજાની જમીન, કાયદા સંબંધ કરેલી કોઇ વિધિમાંથી પસાર થયા સિવાય, રાજ્ય તરફથી લઇ લેવાના કિસ્સા બનવા લાગ્યા છે. જાનમાલની સલામતી એ રાજ્યતંત્રની

પ્રથમ અનિવાર્ય ફરજ ગણાઈ છે. ખાનગી માલેકીની જમીનને ખાનગી હિત માટે ખૂંચવી લેવી યોગ્ય છે ખરી? આ સંબંધે જાહેર પ્રજાના હિતમાં જે જરૂરી હોય તે થવું જોઇએ, પણ તે માટે રીતસર ધારો હોવો જોઇએ. કાયદેસરની વિધિ હોવી જોઇએ પંચ પદ્ધતિએ નુકશાની તથા વળતર મુકરર થવાં જોઇએ. નિષ્પક્ષપાત ન્યાયને માટે અવકાશ હોવો જોઈએ. અમલદારી અન્યાય સામે પણ રક્ષણ મેળવવાનો પ્રજાજનોને અધિકાર હોવો જોઇએ, અને તે હેતુથી સુધરેલા રાજ્યોમાં છે તેમ રાજ્ય સામે પણ દીવાની દાવા લાવવાનો અધિકાર માન્ય રહેવો જોઇએ.

## રાજવી મંડળના વડાની જાહેરાત

તાજેતરમાં રાજવી મંડળના વડા ભોપાલના નવાબ સાહેબે રાજવી મંડળ તરફથી પ્રજાકીય અધિકારોની ઘોષણા કરી છે. એ બનાવને ચારેક માસ થઈ ગયા છે, છતાં આ રાજ્યમાં કે પ્રાંતના બીજા રાજ્યોમાં એ જાહેરાતના અમલ માટે કોઈ સક્રિય પગલાં લેવાયાનું જાણવામાં આવ્યું નથી. નવાબ સાહેબ સૂચવે છે તેમ ઘણા ખરા રાજ્યોમાં પ્રજા આજે એ અધિકારો ભોગવી રહી છે એમ તો નથી જ એમ આપણે સ્વાનુભવથી જાણીએ છીએ. તો પછી જે પ્રાંતમાં રાજવીમંડળના એક અગ્રણી અને ભૂતપૂર્વ સર-નશીન પ્રાંતના રાજાસાહેબોને નેતૃત્વ આપી રહ્યા છે, ત્યાં નવાબ સાહેબની જાહેરાત પ્રત્યે દુર્લક્ષ શા માટે આપવામાં આવતું હશે? આપણા રાજ્યમાં એ માટે કોઈ પગલાં કેમ લેવામાં નહિ આવતાં હોય? એ જાહેરાત સંબંધે આપણે ત્યાં શી સ્થિતિ પ્રવર્તે છે તે જરા તપાસીએ.

(૧) **વ્યક્તિની સલામતી** : આ રાજ્યમાં વ્યકિતઓને કાનૂની કાર્યવાહી થયા વિના હદપાર કર્યાનાં ઘણાં દૃષ્ટાંતો મોજૂદ છે. એ સત્તાને અંકૂશમાં લાવવા માટે કોઈ પગલાં ભરાયાં નથી.

યુદ્ધ પૂરું થયે મહિનાઓ વીત્યા પણ હિન્દ સંરક્ષણુ ધારા નીચે વ્યક્તિ સ્વાતંત્ર્ય હરી લેવાની સત્તા આજે હજી મોજૂદ છે.

**(૨) મિલકતની સલામતી**—ઘોળા ફાર્મની જમીન તથા વીશ વર્ષને પટે આપેલ રૂઇના ચકંદાની જમીનને અંગે થયેલ હૂકમો આવી સલામતીને અભાવ સૂચવે છે.

**(૩) પ્રકાશન, સભાસમિતિ, સંગઠન સ્વાતંત્ર્ય**—રાજ્યનો વર્તમાનપત્રો તથા છાપખાના વિષેનો ધારો લોર્ડ લીટનના કાળમાં ૧૮૭૩ લગભગ થયો છે. પોણોસો વર્ષે હજી એમાં સુધારો થાય ત્યારે ખરો. એ માટેની પ્રજાકીય માગણી હજી સ્વીકાર પામી નથી. એ ધારો છાપખાનાંઓને ગૂંગળાવે છે, છાપાંઓને જન્મતાં જ અટકાવે છે.

## (૪) કાયદામાં પ્રજાજનોની સમાનતા–

હરિજનો હજી અધિકારપૂર્વક રાજ્ય ખર્ચે કે રાજ્યની મદદથી કે રાજ્યના રક્ષણુ નીચે ચાલતી તમામ સંસ્થાઓમાં પ્રવેશ પામી શકતા નથી. અમલદારી કચેરીઓમાં, શાળા દવાખાનામાં, રેલબસ તથા ગાડીમાં ધર્મશાળા કે મંદિરોમાં, નોકરી ધંધામાં, મિલ્કત ખરીદીમાં તથા બીજાં સુખસગવડોમાં હરિજનો અન્ય કોમોની સાથે સમાન અધિકાર ભોગવતા નથી. વેઠનો ત્રાસ એમને કચરી રહ્યો છે. અમલદારી તુમાખી એમને પીડી રહી છે. ત્રાવણુકોર, ગ્વાલિયર, ઇન્દોરનાં ઉજ્જવળ દૃષ્ટાંતનું આ રાજ્યમાં હજી અનુસરણુ થયું નથી.

## (૫) વેઠ પ્રથા–

વેઠ પ્રવર્તે છે એટલું જ નહિ, પણુ એ પ્રથાને કાયદાએ માન્ય રાખી છે. કાયદાએ બાંધેલી મર્યાદાનો સામાન્ય રીતે લોપ થાય છે, અને નિરંકુશપણે વેઠબેગાર લેવાય છે.

## (૬) સ્વતંત્ર નિષ્પક્ષ ન્યાય વ્યવસ્થા–

(ક) કારોબારી અને ન્યાયખાતાં જૂદાં છે એમ કહેવામાં આવે છે, પણુ હજૂર અદાલતના વડા ન્યાયાધીશ દીવાનના મદદનીશનો

હોદ્દો ભોગવે છે, રાજ્યની કારોબારીના અંગભૂત છે, વહીવટી સત્તા ભોગવે છે, કારોબારીના પોલિસ સભ્ય તરીકે પ્રોસીક્યુશનને સૂચના આપનારી વરિષ્ટ સત્તા ભોગવે છે અને એ જ પ્રોસીક્યુશને કરેલા કેસો ઉપર વરિષ્ટ ન્યાયમૂર્તિ ફેંસલા આપે છે'

(ખ) ન્યાયની આખરી સત્તા મહારાજાશ્રીની ગણાય છે, અને હજૂર કોર્ટના ફેંસલામાં તેઓશ્રીની સહી થાય છે.

(ગ) ન્યાયાધીશોની નિમણુક, બહાલી, બરતરફી, બઢતી ઇત્યાદિ માટે ન્યાયાધીશો કારોબારીને આધીન છે.

(ઘ) રાજ્યનાં બીજાં ખાતાંમાં ન્યાયાધીશોની ફેરબદલી થતી હોય છે.

**(૭) રાજ્ય સામે દાદ**–

રાજ્યના હૂકમને પરીણામે પ્રજાજનોને ગમે તેટલું નુકશાન થતું હોય તો પણ દીવાની રાહે રાજ્ય સામે દાદ મેળવવાની કશી વ્યવસ્થા નથી. રાજ્ય સામે દાવા લાવી શકાતા નથી.

(૮) **રાજકુટુંબ માટે જૂદું ખર્ચ** બાંધવામાં આવેલ છે. પરંતુ તેમાં તથા સરભરા ખાતામાં ઘણો વધારો થયો છે.

(૯) **ન્યાયી સમાન કર પદ્ધતિ તથા પ્રજા નિર્માણના** કાર્ય માટે વિશેષ ખર્ચ—

આ રાજ્યનું જમીન મહેસુલ વડોદરા કરતાં દોઢું છે, વડોદરાનું મુંબઈ ઇલાકા કરતાં દોઢું છે, અને ઇલાકાનું ઓછું કરવાનો પ્રશ્ન વિચારાય છે. આવી છે મહેસુલ પધ્ધતિ.

કરના સામાન્ય સિધ્ધાંતોનો લોપ થાય છે. પ્રજા પાસેથી તદ્દન જરૂરી હોય તેટલો જ કર લેવો જોઇએ, અને એ કરનાં નાણાં પ્રજાહિતમાં વપરાઇને પ્રજાની સમૃધ્ધિ વધારે તેમ થવું જોઇએ. આપણા રાજ્યમાં જૂદે જૂદે સ્વરૂપે કરોડોની શીલીક એકઠી કરવામાં આવી છે. પ્રજાહિતાર્થે તેનો તો શું પણ ઘણીવાર

તેના વ્યાજનો પણ ઉપયોગ થતો હોતો નથી. છતાં, નવા નવા કર નાખવાની ભૂખ ઉઘડી છે. આવક અને ખર્ચ ઉપર પ્રજાકીય અંકુશ નથી, પ્રતિનિધિત્વ વિના કર નહિ એ મૂલભૂત સિધ્ધાંતનો ભંગ થાય છે, અને પરિણામે અનેક અનિષ્ટો પેદા થયાં છે.

૪૦ વર્ષ ઉપરાંતથી વાર્ષિક અહેવાલમાં રાજ્ય તરફથી મૂડી અને જવાબદારી વિષેનું પત્રક પ્રસિધ્ધ કરવામાં આવતું હતુ. આ પ્રગતિશીલ જમાનામાં એ પત્રક પ્રસિધ્ધ કરવાનું રાજ્યે બંધ કરેલ છે. પરિણામે રાજ્યની આર્થિક સ્થિતિની જરૂરી માહિતિ પ્રજાને મળવી મુશ્કેલ બની છે.

રાજવી મંડળની આ ઘોષણા ઈમાનદારી પૂર્વક થઇ હતી અને રાજ્યોની પ્રજા તથા રાજ્યોના ઉજ્જવળ ભાવીમાં વિશ્વાસ રાખીને થઇ હતી. તેનો દેશમાં સારો સત્કાર થયો હતો. પ્રજાએ પણ તેના પાલનની આશાઓ સેવેલી.આજ સુધી આ પ્રાંતમાં કે આ રાજ્યમાં એના અમલ માટે કશી ચિંતા સેવાઇ નથી એ અત્યંત ખેદજનક બીના છે.

## વર્તમાન રાજ્ય વ્યવસ્થા

બંધારણીય દૃષ્ટિએ આપણે ત્યાં એકહથ્થુ શાસનપ્રણાલિનો અમલ થઇ રહ્યો છે. પ્રજાના સાર્વભૌમત્વનો સ્વીકાર થયો નથી. ના. મહારાજાશ્રી પોતે ધારે તે કરી શકે એવી વિશાળ અબાધિત સત્તા તેઓશ્રી ધરાવે છે. હકીકતે તેઓશ્રી તેમના દીવાનની સલાહ મુજબ રાજ્ય કરે છે. મહારાજા તખ્તસિંહજીએ કારોબારી કાઉન્સિલ મારફતે તંત્ર ચલાવ્યું. સગીર વહીવટ દરમ્યાન દશબાર વર્ષ કાઉન્સિલ વહીવટ ચાલ્યો, પરંતુ આપણા દીવાન કુટુંબને સાથીદારો જોડે સમાનભાવે મંત્રણા ચલાવીને વહીવટ ચલાવવાનુ અનુકૂળ પડતું લાગતું નથી. સ્વ. સર પ્રભાશંકરે તથા શ્રી અનંતરાયભાઈએ દીવાનગીરી

કરીને સત્તાના તમામ દોર પોતાના હાથમાં રાખવાનું પસંદ કર્યું છે. એમણે મદદનીશો રાખ્યા છે ખરા. પરંતુ, તેમની સલાહ વજનદાર ગણાતી હોય એમ જણાતું નથી. માનીતા મદદનીશની વાત જુદી છે. ધારાસભાના ધારામાં પણ આજ પ્રથા ચાલૂ રાખવાનો પ્રયત્ન થયો છે. વડોદરાનું બીજી રીતે આછું પાતળું અનુકરણ થયું છે તેમ કારોબારી કાઉન્સિલ સંબંધે ત્યાંનો અનુભવ અહિં સત્કાર પામ્યો નથી.

વહીવટ નીલમબાગથી ચાલે. અનંતવાડીથી ચાલે કે મોતી બાગથી ચાલે, એ મહત્ત્વનો પ્રશ્ન નથી. એમાં પ્રજામતને કેટલું સ્થાન છે એ મુદ્દાનો પ્રશ્ન છે. રાજ્યની કચેરીઓ મોતીબાગમાં છે, રાજનીતિ અનંતવાડીમાં ઘડાય છે, રાજમુદ્રા નીલમબાગમાં મૂકાય છે. એમાં ક્યાંય લોકમતને સ્થાન નથી. લોકોપકારની ગમે તેટલી ઇચ્છા હોય, લોકસેવાની ગમે તે યોજના તૈયાર થાય, લોકહિતના કામ માટે ગમે તેટલી રકમ કાઢવામાં આવે, તો પણ જ્યાં સુધી પ્રજાનો સાચા દીલનો સહકાર મેળવાયો નથી, ત્યાં સુધી એ બધું મિથ્યા થાય છે. એનું કશું સંગીન પરિણામ આવતું નથી. પ્રજાનો સહકાર મેળવવા માટે તેમના વિશ્વાસના પ્રતિનિધિઓ જોડે પ્રથમથી મંત્રણા કરવી જોઇએ અને યોજનાઓના વિકાસમાં અને અમલમાં પહેલેથી છેલ્લે સુધી સમાન ભાવે તેમને સાથે રાખવા જોઇએ. દુર્ભાગ્યે એ કાર્યપદ્ધતિનો આપણા રાજ્યતંત્રે સ્વીકાર કર્યો નથી. પહેલાં યોજના ઘડાય છે, કાર્યક્રમ નક્કી થાય છે, કાર્યકરો મુકરર થાય છે, અંદાજ મૂકાય છે. બધું બરાબર ગોઠવી લીધા પછી પ્રજાના પ્રતિનિધિઓને છેક છેલ્લે તબક્કે બોલાવવામાં આવે છે, યોજાએલા ચોકઠામાં ગોઠવવાનું તેમને નિમંત્રણ મળે છે, અને એ રીતે પ્યાદા બનવાનું કબૂલ થતું નથી, તો 'સહકાર' નહિ કર્યા બદલ દોષારોપણ કરવામાં આવે છે. આપ સમજી શકશો કે આમાં સહકાર નહિ પણ સત્તા સ્વીકાર માટે નિમંત્રણ આપવામાં આવે છે. એને અંગ્રેજીમાં 'ડીક્ટેશન' કહેવામાં આવે છે.

મ્હારે કબૂલ કરવું જોઈએ કે આપણે આપખૂદીથી થાકી ગયા છીએ. કેવળ સદ્‌ભાવ કે શુભેચ્છા કાંઇ કામના નથી. પરોપકારી તંત્ર હોય તો પણ એની આપખુદી, જાગ્રત સ્વમાનશીલ પ્રજાજનોને ખૂંચતી હોય છે. આજે જેમ જગત સમક્ષ અને દેશ સમક્ષ મહા-પ્રશ્નો અને વિકટ સમસ્યાઓ ખડાં થયાં છે, તેમ આપણા રાજ્ય સામે પણ તે પડયાં જ છે. એનો ઉકેલ વર્તમાન રાજ્યવ્યવસ્થાની નીચે શકય નથી એ આપણા અનુભવની વાત છે. મધ્ય યુગની શાસન-પ્રણાલિ વર્તમાન યુગના મહાપ્રશ્નો ઉકેલી શકે તેમ નથી. આજે સર્વસંમતિ પામેલી ભાવનાઓ અને આદર્શો તત્કાલ વ્યવહારૂ અમલ માગે છે. દરેક માનવી પ્રમાણિક વ્યવસાય કરીને પેટ ભરીને ખોરાક ખાઈ શકે એ વ્યવસ્થા જરૂરી છે. દરેક માનવીને વસ્ત્રો મેળવવાનો પૂરો હક છે, હવાપાણીની સામે રક્ષણ માટે એને પોતાનું ઘર હોવું જોઈએ. દરેક નાગરિકને શિક્ષણ, સંસ્કાર, આસાયેશ, આરામ તથા આરોગ્ય પ્રાપ્તિનાં સાધનો મેળવવાનો અધિકાર છે. આ પ્રશ્નોનો ઉકેલ નવી સમાજરચના કર્યાથી જ આવી શકશે. પ્રજાકીય સરકારો જ આવા ઉદ્દામ પગલાં લઈ શકે. સમાજની નવી રચના એ આપણા દેશની આઝાદી માટે તથા દેશપરદેશની શાન્તિ માટે અતિ આવશ્યક વસ્તુ છે. આપણા રાજ્યની પ્રજાએ પણ દેશની પ્રજા જોડે જનકલ્યાણના આ ભવ્ય આદર્શમાં સાથ આપવાનો રહ્યો છે. સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્રની સ્થાપના સિવાય એ શકય નથી. નવા યુગનું સર્જન માગે છે કે રાજસ્થાની પ્રજા પણ સત્તાનાં સૂત્રો હાથમાં લઈને પોતાની કાયા પલટી નાખે.

સ્વરાજ્ય, આત્મશાસન, જવાબદાર રાજ્યતંત્ર એ એક જ વસ્તુનાં જૂજવાં નામો છે. સ્વરાજ્યની ઝંખના આજે એટલી તીવ્ર બની છે અને એને માટેના પ્રયાસો એટલા જલદ બન્યા છે કે ધ્યેય પ્રાપ્તિ હવે હાથવેંતમાં જ છે. પ્રાંતોની પ્રજા જયારે સ્વરાજ્ય ભોગવતી હશે, ત્યારે ખોબા જેવડાં રાજ્યો પોતાની પ્રજા ઉપર સત્તાનો દોર

ચલાવતા રહેશે એ વાત કલ્પનાતીત છે. રાજ્યોએ પોતાની પ્રજાને તૈયાર કરવી પડશે, પ્રાંતોની પ્રજાની પંક્તિમાં એને મૂકવી પડશે, અને નવા ભારતના અવિભાજ્ય અંગો તરીકે તેને પોતાનું માનવંતું સ્થાન મેળવવામાં મદદગાર થવું પડશે. રાજવીઓ માટે આ એક ઉદ્દાત ધ્યેય છે. તેઓ પોતાને દેશભક્ત કહાવે છે, દેશના ગૌરવ માટે બલિદાન આપવાની તૈયારી દાખવે છે, હવે તો દેશની આઝાદી માગી રહ્યા છે, તો પોતાની પછાત પ્રજાને આગળ લઈ જવા માટે અને પ્રાંતોની પ્રજાની હરોળમાં તેને મૂકવા માટે શું તેઓ થોડો શો ત્યાગ નહિ કરી શકે?

ખરેખર તો એમણે ગૂમાવવાનું પણ શું છે? રાજવીઓ આજે પોતાના મંત્રીઓ કે અમાત્યોદ્વારા રાજ્ય કરે છે. પોતાની પ્રજા ઉપર પારકાનું આધિપત્ય બેસાડે છે, તેને બદલે પોતાની જ પ્રજાના વિશ્વાસુ અને પસંદગી પામેલા પ્રતિનિધિઓ દ્વારા રાજ્યતંત્ર ચલાવવામાં એમને શું ગૂમાવવાનું હશે? આજે રાજાપ્રજાની વચ્ચે એક દીવાલ ખડી થઈ છે, અસંતોષ અને અવિશ્વાસ વધ્યે જાય છે, અકુદરતી વાતાવરણ ખડું થયું છે. એને બદલે પ્રજાને વિશ્વાસમાં લઈ, તેની મનોકામના સમજી, પ્રજાકીય મહેચ્છાને જો સંતોષવામાં આવે તો પડું પડું થઈ રહેલી રાજવી સંસ્થાને મજબૂતી મળી જાય, પ્રજાનો સંતોષ તેને નવપલ્લવિત કરે અને પ્રજાહૃદયની પ્રસન્નતા એને આવરદા બક્ષે. સ્વાર્થ અને પરમાર્થનો આવો સુભગ સંગમ જોવા જેટલાં દૂરંદેશી અને ચતુરાઇ શું રાજવી મંડળમાં નહિ હોય? મુત્સદ્દીવર્ગનું આવરણ જો આડું આવે તો તેને હઠાવતાં તેમને નહિ આવડે? યુગનો સંદેશો એમને નહિ સંભળાતો હોય?

હિન્દુસ્થાન આજે સ્વાધીનતાને આરે ઉભું છે. સ્વતંત્ર ભારતમાં રાજસ્થાનો અવિભાજ્ય અંગો તરીકે જ સ્થાન મેળવી શકે. સ્વતંત્ર ભારતની પ્રજા સ્વરાજ્ય ભોગવતી હશે. તેના અંગભૂત રાજ્યોની પ્રજા ત્યારે શું પારકી આણ સ્વીકારવાનું ચાલુ રાખશે? આ વિચાર જ

અકલ્પનીય છે. ગાંધીજી જેને કિસાન-મઝદૂર રાજ્ય કહે છે, જેને આમ જનતાનું, દરિદ્રનારાયણનું, રાજ્ય કહી શકાય, તેવા રાજ્યમાં એક માનવીની એકહથ્થુ સત્તા શી રીતે ટકી શકવાની હતી? રાજા સાહેબોએ ઝડપી પગલાં લેવાનો સમય આવી લાગ્યો છે, કોઇને પાછળ રહ્યું પોષાશે નહિ. એમના અસ્તિત્વનો પ્રશ્ન આજે તુલામાં પડયો છે. આજનો એમનો નિર્ણય એમના ભાવિનો પણ નિર્ણય કરી નાખશે.

ભાવી ભારતમાં રાજ્યો એકલા અટૂલા ઉભા રહી શકશે નહિ. પ્રગતિશીલ રાજ્યતંત્રો ચલાવવાને અશક્ત હોય એવાં રાજ્યનું સ્વતંત્ર અસ્તિત્વ કલ્પી શકાય તેમ નથી. પોતાની હકૂમતમાં રાજ્યોએ પ્રજાતંત્ર સ્થાપવાનાં છે, ન્હાનાં રજવાડાંએ વિશાળ તંત્રોમાં વિલીન થવાનું છે, અને દેશ સમસ્તની પ્રજાના અભ્યુદય સાથે પોતાનાં ભાગ્ય જોડવાનાં છે. રાજસ્થાની પ્રજાએ પણ ન્હાનાં ન્હાનાં રાજ્યની પોતાની કલ્પના છોડીને સ્વતંત્ર ભારતમાં સમાન એકમો તરીકે જોડાયેલાં વડા રાજ્યો તથા રાજ્યસમૂહોની કલ્પના સેવવાની છે. વિસ્તાર, વસતિ, આવક તથા પ્રગતિશીલતાની દૃષ્ટિએ હાલના પ્રાંતોની સમાન કક્ષાએ ઉભા રહી શકે અને જેના રાજ્યતંત્રો પ્રાંતોની માફક પ્રજાને જવાબદાર બન્યા હોય તેવા મ્હોટા રાજ્યો અથવા મ્હોટા બનેલા રાજ્યસમૂહોને માટે જ હિન્દના ભાવી બંધારણમાં અવકાશ રહેવાનો છે એ હકીકત પ્રજાએ તથા રાજવીમંડળે પચાવવાનો અવસર આવી પહોંચ્યો છે.

થોડા માસમાં દેશનું ભાવી બંધારણ ઘડવા બંધારણ ઘડનારી સમિતિ બેસશે. તેમાં પ્રાંતો તરફથી લોકોએ ચૂંટેલી ધારાસભાઓના પ્રતિનિધિઓ બેસશે. રાજસ્થાનોના પ્રતિનિધિ તરીકે રાજવીઓ આજ સુધી બેસતા આવ્યા છે. રાજવીઓ હાલના સંયોગોમાં પ્રજાના હૃદયનો પડઘો પાડી શકે નહિ, તેનું પ્રતિનિધિત્વ કરી શકે નહિ. રાજાપ્રજાના હિતો આજે જૂદાં પડયાં છે. આમજનતાની જરૂરિયાતો

સમજી પણ ન શકે તેટલા દૂર તેઓ આજે વસે છે. રાજસ્થાની પ્રજાની માગણી છે કે બંધારણસમિતિમાં રાજ્યો તરફથી પ્રજા-પ્રતિનિધિઓ બેસવા જોઇએ. અને તેની પસંદગી પ્રજા તરફથી થવી જોઈએ. કહેવાતી ધારાસભાઓ એ કાર્ય માટે પ્રજાનો પૂરતો વિશ્વાસ ધરાવતી નહિ હોવાથી હાલ તુરત તો પ્રજાપરિષદો કે અખિલ હિન્દ દેશી રાજ્ય પ્રજાપરિષદ જેવી સંસ્થાઓનો આ હેતુ માટે સ્વીકાર કરવો જોઇશે.

ભાવી બંધારણ માટે રાજવી મંડળે દેશને ઉપયોગી એવું વિધાયક વલણ લીધું હોવાનું આપણે સાંભળીએ છીએ. ભારતની સ્વતંત્રતા, અખંડિતતા અને વિદેશી સાર્વભૌમત્વનો અસ્વીકાર એવાં દેશોપયોગી સિધ્ધાન્તોનો તેમણે સ્વીકાર કર્યાનું જાણીને આપણે બધા ખૂબ પ્રસન્ન થયા છીએ, હવે બંધારણ સમિતિમાં પ્રજાને સાચું પ્રતિનિધિત્વ આપીને તથા પ્રજાતંત્રની બાબતમાં પ્રજાને પ્રાંતોની પ્રજાની સમાન કક્ષાએ મૂકીને રાજવીઓ દેશભકિતનો પોતાનો દાવો પુરવાર કરશે. અને લોકહૃદય જીતી લેશે એવી આશા સેવવી એ શું વધુ પડતું છે?

રાજવીઓએ શું કરવું એ તેમણે જોવાનું છે. જમાનાની સાથે રહીને દેશોન્નતિના કાર્યમાં મદદગાર થવું કે યુગબળની સામે ચાલીને પ્રવાહમાં ઘસડાઈ જવું એ મહાપ્રશ્નનો નિર્ણય તેઓ પોતે કરી શકશે. આપણે તો પ્રજાશક્તિ વધારવા માટે કટિબદ્ધ થવું પડશે. સૈકાજૂની તંદ્રા ઉડાડવી પડશે, આળસ છોડવી પડશે, વ્યવસ્થાશકિત વધારવી પડશે, પ્રજા અંગમાં દાખલ થયેલાં દૂષણોને કાઢવા માટે મહાપ્રયાસો આદરવા પડશે. એ હેતુ માટે આપણે પ્રજાપરિષદની સ્થાપના કરી છે. આજે ત્રેવીશ વર્ષે પરિષદ યૌવનમાં પ્રવેશે છે. આપણે પ્રતિનિધિઓ તથા મહાસમિતિના સભ્યો ચૂંટણીથી આ વર્ષે મેળવ્યા છે, મહાલોમાં પ્રજામંડળો સ્થાપ્યા છે. ગામડાંમાં પ્રવેશ શરુ કર્યો છે. આટલું પુરતું નથી. કાર્યકરોનું જૂથ વધારવું પડશે. મહાલ પ્રજા-

મંડળો ચલાવવા માટે આજીવન સેવકો મેળવવા જોઈશે. તપ્પા તથા ગામડાંમાં આપણા પ્રતિનિધિઓ સ્થાપવા પડશે. ગામડાથી માંડીને રાજધાનીના શહેર સુધી પરિષદનો પ્રવેશ જોઈએ, તેના પ્રતિનિધિ તથા કાર્યકર જોઈએ, તેની શાખાઓ જોઈએ, આજીવન વ્રતધારી સેવકો જોઈએ. આ કાર્ય એક માણસનું નથી, થોડા કાર્યકરોનું નથી. આ કાર્ય માટે આપે સૌએ સક્રિય રસ લેવો જોઈશે, સાથ આપવો પડશે, આમ જનતાનો ઉત્સાહ વધારવો પડશે. આપણે ન્હાના ન્હાના મતભેદો અને મામૂલી વાતોને છોડીને સાથે મળીને સંયુક્ત પ્રયાસ કરીશું, તો ધ્યેય પ્રાપ્તિ એ નિશ્ચિત છે એ વિષે મને શંકા નથી.

શકિત વધારવા માટે, પ્રજામાં સંજીવિની છાંટવા માટે, પૂ. ગાંધીજીએ આપણને રચનાત્મક કાર્યક્રમ આપ્યો છે. કાર્યકરોની રૂચિ, પ્રકૃતિ, શકિત અનુસાર પસંદગી પામી શકે એવો એ વિશાળ અનેક પાંખડીવાળો અને બહુરૂપ ધરાવનારો છે. પ્રજાનિર્માણ કરવાનું એમાં સામર્થ્ય છે. આપણા દૂષણો એ કાર્યક્રમના પ્રભાવ પાસે ખરી પડવાનાં છે. એ કાર્યક્રમની એકેક બાબતમાં જો પ્રગતિ કરી શકાય, તો આપણા પ્રજાશરીરની કાન્તિ વધી જાય; પરંતુ, જો એ કાર્યક્રમને સમગ્ર રીતે પાર પાડવામાં આપણે મચી પડીએ તો તો આપણા સદ્ભાગ્યની સીમા જ શાની રહે ?

આપણે દરેક પ્રતિનિધિ એ ગુણવર્ધક શકિતવર્ધક કાર્યક્રમની એકેક માત્રા ધારણ કરીએ, એકેક બાબતમાં રસ લઈએ, એકાદ માટે મન્થન કરીએ થોડો ભોગ આપીએ, થોડું તપ કરીએ, થોડો ત્યાગ કરીએ, થોડું સહન કરીએ, તો આપણી મંગળ કામનાઓની સિદ્ધિ હું હાથવેંતમાં દેખું છું. આપણે સત્તાને માટે નહિ, પણ સેવા ખાતર, મહેનત કરી રહ્યા છીએ. સત્તાના સ્થાનોથી બને તેટલા દૂર રહીએ. આપણે અંગત સ્વાર્થ સાધવા આ યજ્ઞ આદર્યો નથી. અંગત સ્વાર્થોને આપણે દૂર હડાવીએ. રાગદ્વેષથી આપણે વિજયી થવાના નથી. રાગદ્વેષોને જીતવા આપણે સતત